ॐ तत्सत् परमात्माने नमः

# શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

# સ્નેહલગ્ન

નાટકનાં ગાયનો અને ટુંકસાર.

---

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ચંદુલાલ ભગવાનદાસ મપારા.
માલેકઃ—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.
હાલ મુકામ-ઘીકાંટા ભારતભુવન થીએટર,-અમદાવાદ.

કિંમત ૪ આના

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# સ્નેહ લગ્ન

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

લેખકઃ—રા. જીવણલાલ કહાનજી બ્રહ્મભટ્ટ.
ડાયરેકટરઃ-રા૦ વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક.
શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ચંદુલાલ ભગવાનદાસ મપારા.
માલેકઃ-શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામઃ-ઘીકાંટા ભારતભૂવન થીએટર,-અમદાવાદ.



આવૃત્તિ પહેલી) સને ૧૯૩૯ ( પ્રત ૨૦૦૧

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રિન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી છે; ઘીકાંટા જેશીંગભાઇની વાડી,-અમદાવાદ.

કિંમત ચાર આના.

# સ્નેહલગ્ન નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

**વિનાયક**–એક શ્રીમંત નાગરિક.

**નંદકુમાર**–વિનાયકનો સન્મિત્ર.

**નિરંજન**–વિનાયકનો વફાદાર સેવક.

**વિશ્વેશ**–એક સોલીસીટર.

**ગોપાળશેઠ**–રસિક વૃત્તિના એક શ્રીમંત ગૃહસ્થ.

**કેશવાનંદ**–એક તરંગી યુવક.

તે ઉપરાંત ઇન્સ્પેક્ટર, ડોકટર, જેલર, સીપાઈઓ, નોકરો વિ. વિ......

## સ્ત્રી પાત્રો.

**સુમતિ**–વિનાયકની પરણેતર પત્નિ.

**સુમન**–વિનાયકની સ્નેહ જાળમાં સપડાએલી વિલાયતમાં ઉછરેલી એક સ્ત્રી.

**ગોમતી**–ગોપાળ શેઠની ત્રીજી પત્નિ.

**માલતી**–ગોપાળ શેઠની પ્રથમ સ્ત્રીની પુત્રી પાછળથી કેશવાનંદની સ્ત્રી.

**શારદા**–માલતીની બ્હેનપણી, પાછળથી કેશવાનંદની સ્ત્રી.

**ઉજમ**–કેશવાનંદની માતા.

તે સિવાય વારાંગનાઓ, સાહેલીઓ, સ્ત્રી–નોકરો વિગેરે...

**સમય**– વર્તમાનકાળ.

# સ્નેહલગ્ન નાટકનો ટુંકસાર

## અંક પહેલો

### મંગળાચરણ અને વસ્તુ સૂચન.

**પ્રવેશ ૧ લો**—સુમતિ પુત્રના જન્મ દિવસ નીમી-તે ઉત્સવ મનાવી રહી છે. ત્યાં નંદકુમાર સુમતિના પુત્ર માટે પુરસ્કાર લઇને આવે છે. નંદકુમાર અને સુમતિ વચ્ચે પહેલાં પ્રેમ આકર્ષણ હતું, સંજોગાવસાત સુમતિ વિનાયક સાથે પરણી ગઇ. અને નંદકુમારે આ જીવન કુમારાવસ્થા ગાળવાનો નિશ્ચય કર્યો. પ્રસંગોચીત વાતચીતમાં સુમતિના સુખી ગ્રહસંસાર વિષે નંદકુમાર વિનાયકના ચારિત્ર્ય માટે લોકમત શું છે તેનો ઇશારો કરે છે! વિનાયક અને નંદકુમારનો વ્યંગ વિનોદ, વિલાયતથી આવનાર સુમન કે જે વિનાયકના વિલાયતના વસવાટ દરમિયાન તેની સ્નેહરાણી હતી. સુમતિથી સર્વ વાત ગુપ્ત રાખવા વિનાયક સુમનને નંદકુમારને ત્યાં રાખવા આગ્રહ કરી રહ્યો છે. સુમન ધારવા કરતાં વહેલી આવી પહોંચે છે વિનાયક સાથે વધુ છુટ લેતી અજાણી સ્ત્રીને જોઇ સુમતિ આશ્ચર્યમુગ્ધ બને છે વિનાયકની વિમાસણ.

**પ્રવેશ ૨ જો**—વિનાયકને બારણેથી તિરસ્કૃત થયેલી સુમન સોલીસીટર વિશ્વેશ પાસે કાયદાની સલાહ માગવા આવી છે પણ ત્યાં તેને નીરાશાજ મળે છે. સુમનના સૌંદર્યમાં મુગ્ધ બનેલો વિનાયક ફરીવારે સુમનને પોતાની બનાવવા પ્રયત્ન કરે છે. અસહાય બનેલી સુમન ભાવે-કભાવે વિનાયકની માગણીનો સ્વીકાર કરે છે.

**પ્રવેશ ૩ જો**—વિનાયક સુમનના પ્યારમાં છે. એ જાણ્યા પછી સુમતિને અતિ આઘાત થાય છે. નંદકુમાર તેને આશ્વાસન આપે છે ત્યાં વિનાયક સુમનને નિજ ગૃહમાં કાયમનું સ્થાન આપવા લઇ આવે છે. નિરંજન તે માટે પોતાનો વિરોધ જાહેર કરે છે. નંદકુમારના કટાક્ષ બાણો પણ વિનાયકને કંઈ અસર કરી શકતાં નથી. સુમનને સ્થાયી રાખવાનો વિનાયકનો નિશ્ચય. સર્વ નોકરો તેનો વિરોધ કરે છે.

**પ્રવેશ ૪ થો**—ગોપાળ શેઠની રસવૃત્તિ દીનપ્રતીદીન વધતી જાય છે, એ વાત તેની સ્ત્રી ગોમતીને ગમતી નથી. નકામો ગૃહ-કલેશ ન કરવા માટે માલતી બન્નેને સમજાવે છે. ત્યાં સ્હેજે બ્રહ્મ-ચારી કેશવાનંદ પતિ નથી મળતી તેની બળતરા રજુ કરે છે. ગોપાળશેઠનું આશ્વાસન. કેશવાનંદની નજર માલતી તરફ ખેંચાય છે.

**પ્રવેશ ૫ મો**—સુમનના આગમન પછી નિરંજન ઘણોજ ઉશ્કેરાઈ ગયો છે. સુમતિના સુખ ખાતર સુમનનો કાંટો સદાને માટે દુર કરવાનો નિશ્ચય કરે છે સાહસ કરતાં પહેલાં સુમતિ અને નંદકુમાર

તેને અટકાવે છે. સુમતિના સુખને ખાતર નંદકુમાર સુમનને પોતાના તરફ વાળવા યત્ન કરે છે. અસ્થીર વૃત્તિની સુમન એક વાર સ્નેહમાં છેતરાયા પછી વિનાયકને છોડી નંદકુમારની બનવા તૈયાર થાય છે. સુમનને નંદકુમારની બાજુમાં બેઠેલી જોઈ વિનાયક ગુસ્સે થાય છે. સુમનના સચોટ જવાબથી વિનાયક વિચારમાં પડી જાય છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—નિશાળમાંથી પાછી ફરતી શારદા પાછળ કેશવાનંદ. અઘટીત ચેન ચાળા કરતો હોવાથી ગભરાઇને માલતી પાસે આવે છે. કેશવાનંદની શુદ્ધિ ઠેકાણે લાવવા માટે માલતી અને શારદા કેશવાનંદને રૂમમાં પુરી તાળું મારે છે ત્યાં ગોપાળ શેઠ અને ગોમતીનું આવવું. રૂમમાં પુરાયેલા કેશવાનંદનો ખોંખારો સાંભળી ગોપાળશેઠ રૂમમાં તપાસ કરે છે. ઘરમાં પરાયો પુરૂષ જોઇ ગોપાળ શેઠ ગોમતી ઉપર વહેમાય છે.

**પ્રવેશ ૭ મો**—વિનાયક સુમનને સમજાવી પોતાની કરવાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડે છે. નંદકુમારની સચોટ દલીલોથી અળ-ખામણી બનેલી સુમન નંદકુમાર સાથે ચાલી જાય છે. સુમતિ અને વિનાયક વચ્ચે વધુ પડતો વિખવાદ ઉભો થાય છે વિનાયકના આકરા શબ્દો સહન ન થતાં ક્રોધના આવેશમાં સુમતિ માળ ઉપરથી પડતું મુકે છે. સુમતિની દુર્દશા નીહાળી નિરંજન ગુસ્સે થાય છે. પોલીસ ઇન્સપેકટરની ઇન્કવાયરી, બેશુદ્ધ થયેલી સુમતિની ડોકટર સારવાર કરે છે, ગૃહલક્ષ્મીને દુભાવતાં દૈવ જ ન રૂઠયો હોય એમ મકાનમાં ઓચીંતી આગ લાગી વિનાયકની સંપત્તિ નાશ પામે છે. આગમાં સપડાયેલા વિનાયકના બાળકને નિરંજન બચાવી લે છે. [ટેબ્લો]

# —: અંક ૨ જો :—

**પ્રવેશ ૧ લો**—સંપત્તિ ખોઈ બેઠેલો વિનાયક હૃદયવ્યથાને શમાવવા વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો છે ત્યાં સોલીસીટર વિશ્વેશ અને નિરંજન વિનાયકને સર્વવસ્તુ સ્થિતિથી વાકેફ કરે છે. ગામના લેણદારો સાથે ગોપાળ શેઠનું આગમન. સોલીસીટર વિશ્વેશ સૌ કોઇને સમજાવીને રવાના કરે છે. મુંઝવણમાં પડેલો વિનાયક કયાં જાય છે તે જણાવ્યા વગર ગૃહ ત્યાગી જાય છે.

**પ્રવેશ ૨ જો**—વહેમનો ભોગ બનેલી ગોમતી પોતાનું દુઃખ ઉજમ આગળ રજુ કરે છે. વહેમાયેલા ગોપાળ શેઠને ઠેકાણે લાવવા માટે ઉજમ ત્રાગડો રચે છે. કેશવાનંદ જે રૂમમાં પુરાયો હતો ત્યાંજ ઉજમ પુરાય છે. રૂમ પર તાળું જોઈ ગોપાળ શેઠ ફરીવાર વહેમાય છે. તપાસ કરતાં ઉજમકાકી ગળે પડે છે. બકરૂં કાઢતાં ઉંટ પેસી ગયા જેવી હાલત થાય છે, ને ગોમતી ગોપાળ શેઠને ચીડાવે છે.

**પ્રવેશ ૩ જો**—નંદકુમાર સાથે ચાલી નીકળેલી સુમન પોતાની તરૂણ હાલત પર વિચાર કરે છે. એકાન્તવાસમાં સુમનને એકલી મુકીને બહારગામ ચાલી ગયેલો નંદકુમાર આવી પહોંચતાં ઉભય વચ્ચે વાદવિવાદ. કેવળ સુમતિના સુખને ખાતરજ સુમનને વિનાયકથી દુર કરવાનું પોતે સાહસ કર્યું છે. એ નગ્ન સત્ય નંદકુમારના મુખથી જાણ્યા પછી સુમનની સ્થિતિ વિપરિત બની જાય છે. નંદકુમાર સુમનનો ત્યાગ કરી ચાલ્યો જાય છે. વિમાસણમાં

પડેલી સુમન ભવિષ્યનો કોઇ ઉકેલ કરી શકતી નથી. પોતાનું સૌંદર્ય ડગલે ને પગલે નડશે, એની મનોવ્યથા ભોગવી રહી છે, ત્યાં વેશપલ્ટો કરી મનહરનું ઉપધારણ કરનાર નિરંજન સુમતિના કલ્યાણ માટે સુમનને પોતાની સાથે લઇ જાય છે.

**પ્રવેશ ૪ થો**—બિમાર બાળકની તબીયત માટે ડોક્ટર સુમતિને આશ્વાસન આપે છે. વિનાયકની શોધખોળમાં નાસીપાસ થયેલો નંદકુમાર સુમતિના દુઃખે દુભાય છે, ત્યાં વિનાયકનો ટેલીગ્રામ આવે છે. પચીસ હજારની માગણી પુરી કરવા સુમતિએ દર્શાવેલા ઉત્સાહ માટે નંદકુમારનો મીઠો ઠપકો. સ્ત્રીધન સ્વીકારવા જેટલા દુર્બળ બનેલા વિનાયક માટે સુમતિનું હૃદય દ્રવિભુત બને છે. દ્રવ્યની ઉદારતાથી વિનાયક પાછો નહિ મળે એમ નંદકુમારના સમજાવ્યા પછી વિનાયકના હૃદયમાં માત્સર્ય જગાવવા નંદકુમારે ગોઠવેલી યોજનામાં સુમતિ સંમત થાય છે.

**પ્રવેશ ૫ મો**—બૈરું ન મળવાથી બાધામંડળ બનેલો કેશવાનંદ ઉજમની અવગણના કરી આપઘાત કરવા તૈયાર થાય છે. શારદાના આગમન પછી તેના વિચારો ફરી જાય છે. શારદા યુકિતથી ગોપાળ શેઠને બનાવે છે પરિણામે માલતી કેશવાનંદને મળે છે. સ્વામીની વધુ પડતી રસિકતા માટે ગોમતી ગોપાળ શેઠને ઠપકો આપે છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—વિનાયકની નજરમાંથી સુમનને દુર કરવા માટે નિરંજન સીવીલ મેરેજ કરવા તૈયાર થાય છે. સુમનના નિશ્ચયને ફેરવવા માટે વિનાયક બેસ્ટ હોટલમાં આવીને રહ્યો હોય છે. પરિ-

સ્થિતિને પહોંચી વળવા અને સુમનની પચીસ હજારની માગણીને પુરી કરવા સુમતિનું સ્ત્રીધન પણ મંગાવી લે છે. વિનાયકના હૃદયમાં માત્સર્ય જગાવી સુમતિનું હિત સાધવા નંદકુમાર યત્ન કરે છે અને કેવળ એ દ્રવ્ય વિનાયકની નજરે પડે એ હેતુથી સુમતિ નંદકુમાર સાથે મિથ્યા પ્રેમ કરે છે, વિનાયક આ દ્રવ્ય જોઈ ઉશ્કેરાય છે. સર્વ પરિસ્થિતિ સમજી ગયેલી સુમન જુકિત પુર્વક પોતાનો કરી લે છે. આવેશઘેલી સુમતિએ અર્પણ કરેલા પચીસ હજાર રૂપીઆ વિનાયક–સુમનને આપે છે, સુમતિ વ્યર્થ દોષારોપણ નિવારવા વિનાયકને વિનવે છે વિનાયક તેનો તિરસ્કાર કરી સુમન સાથે ચાલી જવા તૈયાર થાય છે. ત્યાં સીવીલ મેરેજ રજીસ્ટર કરાવવા સુમનને સાથે લઈ કોર્ટમાં જવા માટે નિરંજનનું આગમન. સુમન માટે સર્વસ્વ ખોનાર વિનાયક ઉપર્યુકત દ્રવ્ય નીહાળી ઉશ્કેરાય છે. સુમનનો નફટ જવાબ. ઉશ્કેરણી દરમિયાન નિરંજન ઓળખાઇ જાય છે. સુમન નાસી છુટવા બચાવ માટે ગોળીબહાર કરે છે નિરંજનનું મૃત્યુ પોલીસ આવી પહોંચતાં પિસ્તોલ વિનાયકના હાથમાં જોતાં તેને કેદ કરે છે [ટેબ્લો]

## —: અંક ૩ જો. :—

**પ્રવેશ ૧ લો**—આધાર વિહોણી બનેલી સુમતિએ સોલીસીટર વિશ્વેશના ત્યાં આશરો લીધો છે એની મનોવ્યથાને ઓછી કરવા વિશ્વેશ યત્ન કરે છે. જેલમાં વિનાયકની વૃત્તિઓ અસ્થિર થતાં તેને જેલની હોસ્પીટલમાં દાખલ કર્યો છે. એવા સમાચાર લઇ આવેલા નંદકુમારને પોતાનું બાળક સોંપી

સુમતિ વિનાયકની સેવા કરવા હોસ્પીટલમાં જાય છે વિશુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમી નંદકુમારની ભવ્ય ભાવનાનું અપ્રતિમ તાદૃશ્ય ચિત્ર દેખી જીવ પર આવેલી સુમનના વિચારોમાં પરિવર્તન થાય છે. વિનાયકના બચાવ માટે સુમન પણ હોસ્પીટલમાં જાય છે.

**પ્રવેશ ૨ જો**—માલતી કેશવાનંદને પરણી ગઇ એટલા માટે તેની બહેનપણીઓમાં અદેખાઇ ઉત્પન્ન થતાં કેશવાનંદ મુશ્કેલીમાં મુકાય છે. રસિકતાના રવાડે ચઢેલા ગોપાળશેઠની ગોમતી ખબર લઇ નાખે છે. પરંતુ ગોપાળ શેઠની ચાલાકીથી ગોમતી તાબેદાર બની જાય. શારદાની માગણીને કબુલ રાખી માલતીની ઇચ્છાથી કેશવાનંદને એકના વાંધા હતા ત્યાં બે બૈરીવાળો બનાવવામાં આવે છે.

**પ્રવેશ ૩ જો**—અસ્થિર બનેલા વિનાયકની સારવારમાં સુમતિ અને નર્સરૂપે સુમન ઉપસ્થિત છે, સુમનનો માનસ પલટો નિરંજનના ખુન માટેનો છેલ્લો એકરાર બને છે. શુદ્ધ સ્નેહમાં સ્વાર્થને સ્થાન ન હોય એ ખરૂં સત્ય સમજ્યા પછી સુમન નિરંજનના ખુન માટે ન્યાયને તાબે થઇ પોતાના હાથે પોતાનો અંત લાવે છે. સુમનના સ્નેહસંભારણા કાયમ રહે તે માટે સુમતિના પુત્રનું નામ સુમન રાખજો એ આગ્રહભરી યાચના સાથે સુમનનું પરલોક પ્રયાણ. સુમતિને વિનાયકનો સ્નેહ પાછો મળે છે. સૌંદર્યજ્વાળાથી દાઝેલો વિનાયક સાધ્વી સુમતિના સ્નેહની કદર કરે છે, સ્નેહલગ્નથી જોડાયેલ દંપતિનું પુનરપી મિલન.

**શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !**

## —:સમાપ્ત:—

॥ શ્રી ગણેશાય નમઃ ॥

શ્રી

# સ્નેહ લગ્ન

## નાટકનાં ગાયનો

### મંગળાચરણ.

શ્રી ગણનાયક વિનાયક
ગુણગ્રામી વાણીનાયક
શુભ ફળ દાયક સહાયક
વક્રતુંડ મતિ વિશાળ કરજે કરૂણા કૃપાળ
શિશુગણ પર બુદ્ધિ પ્રદાયક !
વાણીમાં વિલાસ આત્મમાં ઉજાસ.
સુમને સુવાસ આનંદે ઉલ્લાસ
તત્વમાં તત્વતું તેજ સ્વરૂપ
ગિરિજાનંદન સુરઉર ચંદન લંબોદર સુખકર્ત્તા ભર્ત્તા.
ચરણ કમળ નમામિ સ્મરામિ પ્રભાશ્રી

 

બાળાઓ— ૧

શુદ્ધ સ્નેહ ભાવથી સંસાર સ્વર્ગ થાય છે.
પ્રેમ છે પ્રિયુષ એથી જીવન જીવાય છે.
રાગમાં વિરાગ ત્યાગ ભક્તિ અનુરાગની
મંગલ મધુર મંત્ર ભાવના એ ત્યાગની
આત્માનું ઐકય શબ્દ સોહમ્ સૂણાય છે.
પ્રાણમાં પ્રકાશ પ્રેમ જયોતિ ઝળકારથી
સ્હેજે બંધાય વિભુ વિશ્વપ્રેમ તારથી
બ્રંહ્મના અભેદ ભેદ પ્રેમે પરખાય છે.

સુમતિ અને સખીઓ—૨

સખીરી સ્નેહના સુભાવે સુભાવે
માતા યશોદા આજ નંદલાલને ઝુલાવે ઝુલાવે
જગમાં જનની હેત અપાર તનનાં સુખ એ એનો સા
કાયાનાં અમૃત પ્રીતે પાનાર શીશુને સ્નેહે રીઝાવે
પુરાં સદ્‌ભાગ્ય હોય માતૃપદ પામીયે
વિપદા પરકાજ સહી વિપદા વિરામીયે
વાત્સલ્ય વ્હાલથી મીઠો સંસાર જનની જયોતિ જગાવે

## સુમતિ અને સખીઓ— ૩

સરજાયું જગ ગુલામ ત્યાંથી અબળા એ શિરતાજ બની
પરખાવ્યું પાણી પ્રેમદાએ ત્યારે સુખના સાજ બની
સેવા કરતી સ્નેહ ધરીને નિર્મળ હૈયે ભાવ ભરીને
અબળ ગણાતી અબળા એથી સબળા રહેજે આજબની.
ભાવ ભરેલી ભોળીભામા સેવક બની રહેજે શ્યામા,
સેવાના સદ્‌ગુણથી શાણી તાજ વિના મહારાજ બની.
વ્હાલભરેલી એથી વનિતા લજ્જાભૂષણ એથી લલિતા
ઘરની જ્યોતિ ઘરઅજવાળે એથી ઘરની લાજ બની

## સુમન— ૪

પ્રણય છે ઝેર મીઠાં સ્નેહમાં સુવાસ નથી
ઉંડા અંધાર અતિ પ્રેમમાં પ્રકાશ નથી.
પ્રીતિનાં પાન તો વિષપાન છે વિકાસ નથી.
પ્રેમ તો વિનાશ છે એ વ્હાલના વિલાસ નથી.
શુદ્ધ સ્નેહ લાગણીનો લેશ જયાં આવાસ નથી.
એવા હૈયા સૂના નરભ્રમરમાં વિશ્વાસ નથી.

## સુમન— ૫

નવ જઇએ, (૨)
મિથ્યાજળ મૃગજળનાં પીવા નવ જઇએ.
નવ કરીએ (૨)
નરભ્રમર તણા વિશ્વાસ કદી નવ કરીએ.

સ્વાર્થ ભરેલા સ્નેહ ન સમજો
દુંખ દીએના દરદને સમજો
સ્નેહ ધરીને દાહ દીલે નવ ધરીએ.
બોલ્યા બોલ કદી નવ પાળે
ભોળી ભામાનો ભવબાળે
જાણી અજાણી પ્રીત કદી નવ કરીએ

ગોમતી— ૬

સુખ સ્હેજે દીઠું ના સંસારમાં
સાહ્યબો રાજી રહે છે પરનારમાં
લાલ જોઈ લુગડાંને લાલજી લોભાય છે
ચોરેને ચૌટે બાઈ વાતો બહુ થાય છે
લાલબાઈ લાગી પરણેલાના પ્યારમાં
કોડીલો કંથ મળે કામના એ સેવતી
શમણાં એ વાત થઈ આંસુડાં વેરતી
આયખું એળે અકોણા ભરથારમાં

માલતી— ૭

ગમશે અમને એવા શ્યામ.
મોહન પ્રિતે મને જે ચ્હાય
લોચન લોચનીયામાં ન્હાય
કાયા કંચન સ્હેજે થાય.

ગોરી નથી ઘુંઘટ વસનાર
ના આ જગ જુનો સંસાર
નવિન જમાનો ને નરનાર
ઘરમાં નારી કહે તે થાય.
પુરૂષે પરખી લીધી નાડ
ઉપાડે નવ જુવતિનાં લાડ
સમાન હકની થઈ હકદાર
જગમાં નારી કહે તે થાય.

**ગોમતી અને ગોપાળ— ૮**

શાને આપી રહયા છો ધિઃક્કાર
ભરથાર સાર સમજ્યા વિના
તેં તો વ્હાલા કર્યા છે વિકાર
વિચાર સાર સમજ્યા વિના
સમજ્યો હું આજ તને બીજાથી પ્યાર છે
કામિની હાય થઈ કાળજે કટાર છે.
થાય વરશી વિવાહની દીલદાર
પ્રકાર સાર સમજયા વિના
ઝાઝાં લડાવ્યાં લાડ માથે થઈ બાયડી
કાળજડાં કોરતી કાતિલ થઈ શાયડી
શાણા શાને સળગાવો સંસાર
વહેવાર સાર સમજ્યા વિના.

# અંક ૨ જો

## કંચનીઓ— ૯

અખીયાં ના કર ઘેરીયાં મથ્થે વટનપા
મેરી બરા ખુદાઈદી દોસ્તી જરા હસકે મુખ દીખલા
મનનેદી મોજ પ્યારે મનનેદી મોજ પ્યારે
હસણા ખેલણા મનપર ચાવણા કીંન્નેણા
દીલગીરી એંદા
તોકી ગલાય દીયાં દીખી મોરે સાહુયબા
ચિત્તેદી રખણાં મંદાકને હાં મંદાકને હાં મંદાકને
ચંદાદી ચાંદની ચંદાકને મુખેદી બોલણા મંદાકને
તોંકી ગલાય.

## ગોપાળ અને ગોમતી—૧૦

હાર્યા રસિકવર હાર્યા બિચારા ફાવ્યાના વ્હાલના વેપારમાં
ધંધા ન સ્વામી સારા તમારા
પરણીના પ્યારને શાને વિસાર્યા
દુભાવી દારા ખોટા પડયા છો વહેવારમાં

ખોટાં આ આળ થકી મનડું મુંઝાય છે.
ધોળે દહાડે મારી ઈજ્જત લૂંટાય છે.
જોઈ ભવાડા કાળજું કોરાય છે.
લાજી મરૂં છું હાય હાય હાય
હું તો લાજી લાખેણા સંસારમાં
છે દુગ્ધા રૂપ દારા
બન્ને પુરૂષો બેલ બિચારા
વિહારી તમથી હું હારી
પાગલ થઇને મોહી પડયા પર નારમાં

**સુમન—** ૧૧

નયન સલુણે નેહ વિસારી દવ દીલડે સળગાવ્યા
વરસે અશ્રુ અવિચળ ત્હોયે અંત ન એના આવ્યા
પૂણ્ય થતાં કંઇ પાપ થયાં કે પ્રેમના પંથે ચાલી
પાત્ર અધુરાં પામી મેં તો લજવી કાયા ખાલી
સુખની શીળી શૈયામાંહી કાંટા કંથે બીછાવ્યા
વિષની વારિધારા અમને પહેલાં મીઠી લાગી
રગરગ જ્યારે પીડા જાગી ત્યારે વસમી લાગી
સર્પ સુંવાળા સ્નેહધરી મેં હૈયાહાર બનાવ્યા.

સુમન— ૧૨

જવાળા રૂપની જગને બાળે ઠરવા ઠામ મળે ક્યાંથી !
ઘડનારો પણ એમાં બળતો જૂદા ઘાટ ઘડે ક્યાંથી
જન્મી ત્યાંથી જીવન આપી યૌવનમાં અકળાવે
જ્યોતિ થઈ અંધાર કરે ત્યાં સાચી વાટ જડે ક્યાંથી
નાથ જગતના કરૂણ કલ્પના એકજ કાતિલ તારી
દુઃખ માટે સરજી સુંદરતા સુખના ધામ જડે ક્યાંથી

સુમતિ— ૧૩

જળ સરવરનાં શિતળ પીને કંટક કાંઠે મૂકયા
પળભર સરતાં પ્રીતિ જળમાં ભવ હરીએ જઈ ડુબ્યાં
વિકારી રૂપમાં રાચે જીવન ચેતન લૂંટી જાયે
પ્રણય પંથે પલક ભરમાં ભોળાં હયાં લૂટયાં
વિસારી પ્રીતિને પળમાં તન યૌવનને સળગાવ્યાં
જીવન માટે રડીરડીને નયને આંસુ ફુટયાં

ગોમતી અને ગોપાળ—૧૪

હવે નથી કંઈ નાના સ્વામિ એ બચ્ચાંનાં બાપ
સમજો દુનિયાદારી
ક્ષમા કરો શાણી શેઠાણી બૈરૂં છે માબાપ
સમજ્યો દુનિયાદારી

ઘરધણીયાણી સાથે કદીયે કરોયે નવ સ્વામી વિખવાદ.
જુલમ તમારો હશે છતાંયે નહીં કરીએ ફરીયાદ.
સમજયો દુનિયાદારી
વ્હેમ તણા વ્યાધીનો જગમાં મળશે નહીં કોઈ ઉપચાર
હજી કહો તો ચરણ પખાળું જગદંબા અવતાર
સમજયો દુનિયાદારી

કંચનીઓ— ૧૫

જળ ઝીલવા ગઈ જમના તીરે કાનો કાંકરી મારે
રસના અર્ણવ ઉલટયા અનુપમ અંતર પટના આરે
રસની બંસી અનહદ વાગી ગોપી ઝબકી જાગી
ભાન ભુલી ગઇ ભોળી ભામા લગની લાલની લાગી
કસકસતી કંચુકી કંપે કાયાના કિનારે
રસનાં તરશ્યાં રંગે રાચ્યાં રસમાં રસીક વિહારે
આંખલડીમાં આંખ ઢળીને પ્રાણમાં પ્રાણ પુરાયા
કોમળ કદળી જંઘા સ્તંભે રસના રાસ રચાયા
કુસુમાયુદ્ધના દંડ કનકશા ચમકે વીજ ચમકારે
થનગન થનગન હૈયાં નાચે આંખલડી અણસારે

# અંક ૩ જો.

સુમતિ — ૧૬

રચના રચી શાને અટપટી હે શ્યામ.
હે નટનાગર.
નચવે જગ કાળતાલ
નવ અબળનો ખ્યાલ -
ગતિ ગહન નંદલાલ
તિમિર તનનાં તુંટાળ.

કોમીકનાં સર્વે — ૧૭

સંપ ધરીને સ્નેહે રહેતાં સુખ ભર્યો સંસાર
થાશે સુખ ભર્યો સંસાર
વડીલ આપના આશીષ વચને થઈ જાશે ઉદ્ધાર
અમારો થઈ જાશે ઉદ્ધાર
પ્રેમી થાજો વ્હેમી ન થાશો વહેમમાં મોટું દુઃખ
શંશય ઘેલાં કોઈ ન બનજો અળગાં એથી થાએ સુખ.
પ્રેમ ધર્મનાં અમે પૂજારી પ્રેમપ્રેમ કરશું પોકાર
પ્રેમ સ્વાદના લ્હાવા લેતાં રહીશું ના ઘડીયે બેકાર
ન્હાવું ને સ્હેવું દુનિયામાં એજ જીવનનો સાર
જગમાં એજ જીવનનોસાર